વિદ્યાપીઠ પાઠ્ય-પુસ્તક ૧૨ મું

# રાયણ ભાગ ૨ જો

( દસ-બાર વર્ષના બાળકો સારુ કાવ્યસંગ્રહ )

સંપાદક
રામ ચીમનલાલ દવે,
વિદ્યા મંદિર, સાબરમતી



પ્રકાશક
ગૂજરાત વિદ્યાપીઠ, અમદાવાદ

સંવત ૧૯૮૧

કિંમત ત્રણ આના

મુદ્રણસ્થાનઃ વસંત મુદ્રણાલય ઘીકાંટા રોડ—અમદાવાદ.
મુદ્રકઃ ચીમનલાલ ઈશ્વરલાલ મહેતા.



પ્રકાશક—વિઠ્ઠલદાસ મગનલાલ કોઠારી,
અમદાવાદ.

પહેલી આવૃત્તિ સં. ૧૯૭૯ પ્રત ૨૦૦૦
બીજી આવૃત્તિ સં. ૧૯૮૧ ફાગણ પ્રત ૩૦૦૦

(ગુજરાત વિદ્યાપીઠ પુસ્તક સમિતિના ઠરાવ ૧૫-૧૯૮૦ ની રૂએ બે ભાગમાં)

# કાકા સાહેબ કાલેલકરની પ્રસ્તાવના

રાયણુનાં ફળ ખૂબ તાજાં અને મીઠાં હોય છે, પણ રાયણનું ઝાડ સો વર્ષનું જૂનું હોય છે. આ સંગ્રહની અંદરની કવિતાઓ ખૂબ મજાની છે, સરસ છે, મીઠી છે અને તે હંમેશાં તાજી ને તાજી રહે એવી છે. વર્ષાનો વરસાદ પડ્યો તોપણ તે બગડી નથી, અને હજીયે વરસોનાં વરસ જાય તોપણ તે બગડવાની નથી. શ્રી૦ જુગતરામભાઈએ આવી સરસ રાયણો ક્યાંથી વીણીને આણી હશે? હરેક ફળ ઉપર તેના ઝાડનું નામ આપેલું છે. વધારે રાયણ ખાવાની ઈચ્છા હોય તો તે તે ઝાડને ઓળખી લેજો. બધાં ઝાડ ગૂજરાતના બગીચાનાં જ છે. કેટલાંક જૂનાં છે, અને કેટલાંક નવાં છે. પણ આ રાયણો સાચવીને ખાજો હોં! બહુ ખાશો તો પોતે જ રાયણનું ઝાડ બની જશો.

સાચા રસિયા હશો તો આ રાયણોની મીઠાશ તમારા મોંમાં કાયમની રહેશે.

# રાયણ ભાગ ૨ જાનું

## ક્રમાવારી સાંકળિયું

# કવિ સૂચિ*

( કૌંસમાં પદ્યાંક )

**ખબરદાર,** અરદેશર ફરામજી—જે જૂજ પારસીઓ શુદ્ધ ગૂજરાતીમાં સરસ કવિતાઓ રચે છે, તેમાં એમનું સ્થાન પહેલું છે. તેઓ મદ્રાસમાં રહે છે. એમણે પોતાની કવિતાઓનાં પાંચ–છ પુસ્તકો બહાર પાડ્યાં છે; અને હજુ લખ્યા જાય છે. એમની આ કવિતા બહુ પ્રસિદ્ધ છે; એમની દેશ ભક્તિની કવિતાઓ વાંચવી હોય તો 'ભારતનો ટંકાર' વાંચવો. (૨૩.)

**દલપતરામ** ડાહ્યાભાઈ ( ઇ. સ. ૧૮૨૦, ૧૮૯૮ ) શ્રી. નવલરામે લખ્યું છે કે (એમના) જમાનાના કવિ તે એજ.... જ્યાં કવિ શબ્દનું ઉચ્ચારણ કર્યું ત્યાં પ્રથમ પ્રતિતી સર્વ ગૂજરાતીના મનમાં આ બેમાંના જ કોઈ એકની થાય છે. આ બે કવિ તે દલપતરામ અને નર્મદાશંકર. એમની થોડી વધારે કવિતાઓનો સ્વાદ લેવો હોય; તો અમદાવાદની ગૂજરાત સાહિત્ય સભાએ પ્રસિદ્ધ કરેલો 'દલપત સાર' વાંચવો. (૬, ૧૩, ૧૪, ૧૪, ૧૮)

---

*આ કવિ સૂચિમાંની કેટલીક માહિતી માટે શ્રી. છગનલાલ મોદીના "સામાન્ય જ્ઞાન પ્રશ્ન માળાના ખુલાસા" નો આભારી છું.–

સંપાદક.

**નરસિંહ મહેતો**—ગૂજરાતી ભાષાના પહેલા જાણીતા કવિ, એમનાં સારાં સારાં કાવ્યોની ચૂંટણી કરી શ્રી દક્ષિણામૂર્તિ વિદ્યાલયે 'નરસિંહ સાર' નામે પુસ્તક બહાર પાડ્યું છે, એ વાંચવા જેવું છે. (૨૦)

**નરસિંહરાવ**—આ જમાનાના ગૂજરાતી કવિઓમાંના કોઇ બેનું જ મુખ્ય પણે નામ લેવું હોય; તો એમને અને ન્હાનાલાલને ગણવા જોઈએ. પણ એ બન્ને બહુ સહેલા કવિ નથી; છતાં શ્રી. નરસિંહરાવની 'કુસુમમાળા,' 'હૃદય વીણા,' 'નૂપુર ઝંકાર' વગેરેમાંથી કેટલાંક પદ્યો દરેક સમજી શકે એવાં મળી શકે. એમનાં સહેલાં કાવ્યોનું એવું કોઇ એક જ નાનું પુસ્તક નથી. એઓ મુંબઇ પાસે વાંદરામાં રહે છે; અને વિનોદી સ્વભાવના છે. (૧૨).

**ન્હાનાલાલ**—કવિ દલપતરામના પુત્ર, અમદાવાદમાં જ રહે છે. થોડાકમાં જ એમનાં કાવ્યો વાંચવાં હોય તો "ન્હાના ન્હાના રાસ" વાંચવું. (૭, ૧૧, ૧૭)

**પ્રીતમ**—બસ્સો વર્ષ ઉપર ભક્ત કવિ તરીકે થઈ ગયા. મહાત્મા ગાંધીજીનું પ્રિય ભજન 'હરિનો મારગ છે શૂરાનો'ના લખનાર આજ કવિ (૧૯).

**પ્રેમાનંદ**—(સં. ૧૭૦૦ થી ૧૭૯૨) વડોદરાના વતની, પાછળથી સુરત અને નંદબારમાં વસેલા. તમે જેમ જેમ ભણશો, તેમ તેમ એમનાં ઘણાં કાવ્યો શીખવાં પડશે, કારણ કે જૂના કવિઓમાંથી

શિક્ષકોની નજર એમના ઉપર જ પહેલી ઠરે છે, અને ત્યાં ઠર્યા પછી બીજા ઉપર નાંખવાની ઈચ્છા જ થતી નથી. તમારો અભ્યાસ વધારશો; તો એમને વિષે બહુએ જાણી લેશો. હાલ તો, એટલું જ જાણી લો કે ગૂજરાતી ભાષાને ખીલવવા માટે એમણે જેટલો પરિશ્રમ લીધો હતો, તેટલો કોઇ કવિએ લીધો નથી. એવી પણ દંતકથા છે, કે ગૂજરાતી ભાષા બીજી ભાષાના જેવી માન પામે નહિ ત્યાં સુધી પાઘડી ન પહેરવાનું એમણે વ્રત લીધું હતું. (૨, ૮).

**મણિલાલ મોતીલાલ**—(૨૨)

**મીરાંબાઈ**—નરસિંહ મહેતાના જમાનામાં થયાં. એમના જેવાંજ મહાભક્ત મૂળ મારવાડી પણ ગૂજરાતમાં યે રહેલાં એટલે ગૂજરાતી પદો પણ કર્યાં છે. આ ભાગની બે કવિતાઓ વાંચી તમને એમ લાગશે કે એ રામનાં ભક્ત હશે. રામનાં યે ખરાં જ, પણ એમનો ખાસ ભાવ હતો કૃષ્ણ ઉપર (૧, ૪),

**રવીન્દ્રનાથ ઠાકુર**—શ્રેષ્ઠ કવિ તરીકે આખી દુનિયામાં આજે પ્રસિદ્ધ છે. એમને બાળકો બહુ વહાલાં છે, અને બાળકો માટે કેટલાંક સુંદર કાવ્યો, નાટકો વગેરે લખ્યાં છે. પણ અડચણ એ છે કે એઓ બંગાળી છે, અને બંગાળી ભાષામાં જ લખે છે. ‘ અચળાયતન ’ નામે એક છોકરાઓનું

નાટક લખ્યું છે, એ ગૂજરાતીમાં પણ થયું છે. આ ભાગની સર્વ કવિતાઓ એ નાટકમાંની છે. ( ૩; ૧૫, ૨૧ ).

**લોક ગીત**—( ૫, ૯ ).

**શામળભટ્ટ**—જૂના જમાનાના કવિઓની જોડીમાં આ અને પ્રેમાનંદ બન્નેએ મોટાં કાવ્યો લખ્યાં છે, પણ પ્રેમાનંદે મહાભારત, રામાયણ, ભાગવત વગેરે શાસ્ત્રનાં ગ્રંથોમાં આવતા પુરૂષોનાં કે ભક્તોનાં ચરિત્રો જ બનાવ્યાં છે; જ્યારે શામળે સામાન્ય મનરંજન માટે ચાલતી વાતોને પણ કાવ્યમાં લખી છે.

'છંદ ચંદ, પદ સૂરકે, દૂહો બિહારીદાસ,

ચોપાઇ તુલસીદાસકી, છપ્પા સામલ ખાસ'—એમ કોઈએ જોડી કાઢયું છે. (૧૦)

**સરકારી વાચનમાળા** (૧૩)



# રાયણ

## ભાગ ૨ જો

મીરાંબાઈ ]

(૧)

### રામ રમકડું

રામ રમકડું જડિયું રે,
રાણાજી, મને રામ રમકડું જડિયું—ટેક.

રૂમઝુમ કરતું મારે મંદિરે પધાર્યું,
નહિ કોઈને હાથે ઘડિયું રે—રાણાજી. ૧.

મોટા મોટા મુનિજન મથી મથી થાકયા,
કોઈ એક વિરલાને હાથે ચઢિયું રે—રાણાજી. ૨

સૂન શિખરના રે ઘાટથી ઉપર,
અગમ અગોચર નામ પડિયું રે—રાણાજી. ૩

બાઈ મીરાં કે પ્રભુ ગિરિધર નાગર,
મારૂં મન શામળિયાશું જડિયું રે—રાણાજી. ૪

આ કવિતાની ૩ જી કડીનો અર્થ વિદ્યાર્થી સમજે એવી અપેક્ષા નથી રાખી. સામાન્યતઃ શિક્ષક એને સમજાવવાનો પ્રયત્ન પણ ન કરે.

સૂનશિખર—શૂન્યશિખર, શૂન્યાવસ્થા.
અગમ-પહોંચી ન શકાય તેવું.
અગોચર-ઇંદ્રિયોથી જાણી ન શકાય તેવું.



(૨)

# કૃષ્ણ–સુદામાની ભેટ

[ કૃષ્ણ અને સુદામા બે ગુરુબન્ધુ હતા, ઉજ્જયનિમાં સાંદીપની ઋષિને ત્યાં નાનપણમાં તેઓ ભણતા. મોટા થયા પછી શ્રી કૃષ્ણ દ્વારકાના દરબારમાં કર્તા–હર્તા થયા. સુદામા તેમની સુદામાપુરી (પોરબંદર) માં દરિદ્ર હાલતમાં રહેતા હતા. આ કવિતામાં વૃદ્ધ સુદામા પોતાના જૂના મિત્રને મળવા ગયા છે. ]

પછી શામળિયો બોલિયા, તને સાંભરે રે ?
હા જી, નાનપણાની પેર, મને કેમ વીસરે રે ?

આપણ બે મહીના પાસે રહ્યા, તને સાંભરે રે ?
હા જી, સાંદીપની ઋષિને ઘેર, મને કેમ વીસરે રે ?
અન્નભિક્ષા માગી લાવતા, તને સાંભરે રે ?
હા જી, જમતા ત્રણે ભ્રાત, મને કેમ વીસરે રે ?

આપણ સૂતા એક સાથરે, તને સાંભરે રે ?
સુખ દુઃખની કરતા વાત, મને કેમ વીસરે રે ?

પાછલી રાતના જાગતા, તને સાંભરે રે ?
હા જી, કરવા વેદની ધુન્ય, મને કેમ વીસરે રે ?
ગુરુ આપણા ગામે ગયા, તને સાંભરે રે ?
હા જી, જાચવા કોઇક મુન્ય, મને કેમ વીસરે રે ?

કામ કીધું ગોરાણીએ, તને સાંભરે રે ?
કહ્યું લેઇ આવોને કાષ્ઠ, મને કેમ વીસરે રે ?

શરીર આપણાં ઊકળ્યાં, તને કેમ સાંભરે રે ?
હા જી, માથે તપ્યો અરીષ્ટ, મને કેમ વીસરે રે ?

સ્કંધે કુહાડા ધર્યા, તને સાંભરે રે ?
ઘણું દૂર ગયા રણછોડ, મને કેમ વીસરે રે ?

આપણે વાદ વધ્યા ત્રણે બાંધવા, તને સાંભરે રે ?
હા જી, ફાડયું મોટું ખોડ, મને કેમ વીસરે રે ?

ત્રણે ભારા બાંધ્યા દોરડે, તને સાંભરે રે ?
હા જી, આવ્યા બારે મેહ, મને કેમ વીસરે રે ?

શીતળ વાયુ વાયો ઘણો, તને સાંભરે રે ?
ટાઢે થરથર ધ્રુજે દેહ, મને કેમ વીસરે રે ?

નદીએ પૂર આવ્યું ઘણું, તને સાંભરે રે ?
ઘન વરસ્યો મૂશળધાર, મને કેમ વીસરે રે ?

એકે દિશા સૂઝી નહિ, તને સાંભરે રે ?
થયા વીજ તણા ચમકાર, મને કેમ વીસરે રે ?

ગુરુજી ગોતવા નીસર્યા, તને સાંભરે રે ?
કહ્યું સ્રીને, કીધો તેં કેર, મને કેમ વીસરે રે ?

આપણને હૃદયાશું ચાંપિયા, તને સાંભરે રે ?
પછી તેડીને આવ્યા ઘેર, મને કેમ વીસરે રે ?

ગોરાણી ગૌ દોહતાં હતાં, તને સાંભરે રે ?
હતી દોણી માગ્યાની ટેવ, મને કેમ વીસરે રે !

મેં નિશાળેથી કર વધારિયો, તને સાંભરે રે ?
હા જી, લીધી દોણી તતખેવ, મને કેમ વીસરે રે ?

જ્ઞાન થયું ગુરુપત્નીને, તને સાંભરે રે ?
તમને જાણ્યા જગદાધાર, મને કેમ વીસરે રે ?
ગુરુદક્ષિણામાં માગિયું, તને સાંભરે રે ?
હા જી, મૃત્યુ પામ્યો જે કુમાર, મને કેમ વીસરે રે ?
મેં સાગરમાં ઝંપાવિયું, તને સાંભરે રે ?
તમે શોધ્યાં સપ્ત પાતાળ, મને કેમ વીસરે રે ?
હું પંચાનન શંખ લાવિયો, તને સાંભરે રે ?
હા જી, દૈત્યનો આણ્યો કાળ, મને કેમ વીસરે રે ?
સંયમનીપુરી હું ગયો, તને સાંભરે રે ?
પછે આવી મળ્યો જમરાય, મને કેમ વીસરે રે ?
પુત્ર ગોરાણીને આપિયો, તને સાંભરે રે ?
હા જી, પછે થયા વિદાય, મને કેમ વીસરે રે ?
આપણે તે દિનથી જુદા પડ્યા, તને સાંભરે રે ?
હા જી, ફરીને મળિયા આજ, મને કેમ વીસરે રે ?
હું તુજ પાસે વિદ્યા ભણ્યો, તને સાંભરે રે ?
મને મોટો કર્યો મહારાજ, મને કેમ વીસરે રે ?

શામળિયો–કૃષ્ણ ( શામળા હતા તેથી ) પેર–રીત
ત્રણે ભ્રાત–બળદેવ, કૃષ્ણ, અને સુદામા સાથરે–પથારીએ
પાછલી રાતના–પરોઢિયામાં ( ચાર વાગે ) જાચવા–માગવા
મુન્ય–મુનિ અરીષ્ટ–સૂર્ય સ્કંધે–ખભે ખોડ–લાકડાનું થડિયું
બારે મેહ–બારે પ્રકારના મેઘ( મેઘની જાત બાર પ્રકારની છે એવી કલ્પના છે.)
મૂશળધાર–મૂશળ યાને સાંબેલા જેવડી ધારે.

ઘન–વાદળ, વરસાદ  તતખેવ–તત્ક્ષણ  જગદાધાર--જગતના આધાર, ભગવાન.
મૃત્યુ પામ્યો જે કુમાર–ગુરુનો પુત્ર મરી ગયેલો તે.
સાત પાતાળ–તેનાં નામ આવાં છે; ૧ અતલ, ૨ વિતલ, ૩ સુતલ ૪ રસાતલ, ૫ તલાતલ, ૬ મહાતલ, ૭ પાતાલ.
પંચાનન–( પાંચ આનન કહેતાં મોઢાં વાળો ) શંખનું એવું નામ.
દૈત્યનો આણ્યો કાળ–શંખાસુર નામે દૈત્ય સમુદ્રમાં રહેતો હતો, તે સાંદીપનિના પુત્રને લઇ ગયેલો, તેને શ્રીકૃષ્ણે માર્યો.
સંયમનીપુરી–યમરાજાની નગરી.
મને મોટો કર્યો–મને મોટાઇ આપી ( મારી પાસે ભણવા બેસી તમે મારું ગૌરવ કર્યું. )

---

રવીન્દ્રનાથ ઠાકુર પરથી ]

(૩)

## અમે હાથે તે કામ બધાં કીજીએ

અમે હાથે તે કામ બધાં કીજીએ રે,
નહિ બાધા કે બંધનોથી બ્હીજીએ રે.  અમે૦

અમે જોઇએ, તપાસીએ ને બુઝીએ રે,
અમે ભાંગીએ, તોડીએ ને પાછા જોડીએ રે.  અમે૦

અમે સર્વે દેશોમાં ઘૂમી આવીએ રે,
જેવા ફાવે તેવા સાજ અંગ ધારીએ રે.  અમે૦

કોને પરવા છો પહોંચીએ કે થાકીએ રે,
કોને પરવા છો ફાવીએ કે હારીએ રે.  અમે૦

અમે લીધાં કામ એમ કેમ છોડીએ રે ?
કદિ છોડીએ તો મોત માગી લીજીએ રે. અમે૦

અમે બાવડાંના બળે નિપજાવીએ રે,
પ્રાણ ખરચીને ગમતાં ઘર બાંધીએ રે. અમે૦

એવાં હાથનાં ચણેલ ઘર વસાવીએ રે,
અમે હાથે તે કામ બધાં કીજીએ રે. અમે૦

બ્હીજીએ—ડરીએ   બુઝીએ—ઓળખીએ
સાજ—વેષ

---

મીરાંબાઈ ]

## ( ૪ )

## રામ રાખે તેમ રહીએ

રામ રાખે તેમ રહીએ, ઉદ્ધવજી, રામ રાખે તેમ રહીએ—ટેક.
આપણ ચિઠ્ઠીના ચાકર છઈએ, ઉદ્ધવજી૦
કોઈ દિન પહેરણ હીર ને ચીર, તો કોઈ દિન સાદાં રહીએ—
ઉદ્ધવજી૦
કોઈ દિન ભોજન શીરો ને પૂરી, તો કોઈ દિન ભૂખ્યાં રહીએ—
ઉદ્ધવજી૦
કોઈ દિન રહેવાને બાગ બગીચા,
તો કોઈ દિન જંગલ રહીએ—ઉદ્ધવજી૦

કોઇ દિન સૂવાને ગાદી તકિયા,
તો કોઇ દિન ભોંયપર સૂઇએ—ઉદ્ધવજી૦

બાઈ મીરાં કે પ્રભુ ગિરિધર નાગર,
સુખ દુઃખ સર્વે સહીએ—ઉદ્ધવજી૦

---

લોકગીત ]

## લોબડી

રે ખેતર ખેડયાં, ભડિયાદની બેટી ભાલડિયા.
રે વણુ વાવ્યાં, ભડિયાદની બેટી ભાલડિયા.
રે વણુ ઢૂંઢયાં, ભડિયાદની બેટી ભાલડિયા.
રે કપાસ લોઢયા, ભડિયાદના બેટી ભાલડિયા.
રે રૂ પીંખ્યું, ભડિયાદની બેટી ભાલડિયા.

કાંતીશ કાંતીશ કોકડી રે, રંગ લોબડિયા;
ચોમાસે કાંતીશ શેર, રંગ જો લોબડિયા.

માથે તે લીધી રંગ લોબડી, રંગ લોબડિયા;
હું ચાલી વણુારા ઘેર, રંગ જો લોબડિયા.

વણારો તે પોઢયો રંગઢોલીએ રે, રંગ લોબડિયા;
વણારી ઢોળે વાય, રંગ જો લોબડિયા.
બેસ તે બેસ મારી બેનડી, રંગ જો લોબડિયા;
તું શું શું વણામણ દઈશ ? રંગ જો લોબડિયા.
હાથ વણામણ હાથીઓ રે, રંગ લોબડિયા;
આ ગજ વણામણ ગામ, રંગ જો લોબડિયા.

ત્યાંથી તે લીધી રંગ લોબડી, રંગ જો લોબડિયા;
હું ચાલી રંગારા ઘેર, રંગ જો લોબડિયા.
રંગારો તે પોઢયો રંગઢોલીએ રે, રંગ લોબડિયા;
રંગારી ઢોળે વાય, રંગ જો લોબડિયા.

બેસ તે બેસ મારી બેનડી, રંગ જો લોબડિયા;
તું શું શું રંગામણ દઈશ ? રંગ જો લોબડિયા.
આ હાથ રંગામણ હાથિયો રે, રંગ લોબડિયા;
આ ગજ રંગામણ ગામ, રંગ જો લોબડિયા.

વણ ઢૂંઢયાં—કાલાં ઉતાર્યાં  વણ—કપાસ
વણારો—વણનારો  લોબડી—સ્ત્રીઓને ઓઢવાનું વસ્ત્ર

---

દલપતરામ ]

## પડઘા વિષે

એક વિકટ વનમાં વસે, સિંહ વડો વનરાજ;
મહા મદોન્મત્ત મન ગણે, અવર ન મુજસમ આજ.

એણે અવસર એકમાં, ત્યાં તો પાડી ત્રાડ;
પડઘો પણ તેવો પડયો, ઝૂંડ હતાં જ્યાં ઝાડ.
વળી વળી કરે વિચાર જે આવ્યો આ કોઇ કોણ;
કહે સિંહ–'તું કોણ ત્યાં ?' કહે ધ્વનિ–'તું કોણ ?'
તું–તું, મુજને–મુજને, કાં તુંકારે–તુંકાર;
તને–તને, મારીશ–રીશ, નીકળ બાર રે–બાર.
હું–હું, વનપતિ–વનપતિ, તું–તું, ચોર જ–ચોર,
એ રીતે ઉચ્ચારતાં, ઘણો થયો પ્રતિઘોર.
વનપતિ સમજ્યો વનતણું રખે ચહે એ રાજ;
ક્રોધ કરીને કેસરી કૂદ્યો જોવા કાજ.
ઠામ ઠામ જઇ ઠેકતો, હૈડે રાખી હામ;
ગર્વ ધરીને ગરજતો, તરુ ગિરિ ફર્યો તમામ.
ત્યાં દેખી તેને કહે, શાણો એક શિયાળ;
એ અવાજ છે આપનો, નહિ અવર વનપાળ.
સમજાવ્યો સારી પઠે, સિંહ થયો સૂણી શાંત;
સમજ્યો કારણ સર્વ તે, ભાગી મનની ભ્રાંત.

વિકટ—મુશ્કેલીઓથી ભરેલું
મદોન્મત્ત—મદથી ઉન્મત્ત, અભિમાનથી ઘેલો
અવર—બીજો    પ્રતિઘોર—પડછંદો
ભ્રાંત—ભ્રાન્તિ, ભરમ, ગેરસમજ

---

( ૭ )

# ખમ્મા વીરાને

ખમ્મા ! વીરાને જાઉં વારણે રે લોલ:
મોંઘામૂલો છે મારો વીર જો !
    ખમ્મા ! વીરાને જાઉં વારણે રે લોલ.

એક તો સુહાગી ગગનચાંદલો રે લોલ !
બીજો સુહાગી મારો વીર જો !
    ખમ્મા ! વીરાને જાઉં વારણે રે લોલ.

રાજ તો વિરાજે રાજમન્દિરે રે લોલ:
પારણે વિરાજે મારો વીર જો !
    ખમ્મા ! વીરાને જાઉં વારણે રે લોલ.

ચંપો ખીલે છે ફૂલવાડીમાં રે લોલ:
ફૂલમાં ખીલે છે મારો વીર જો !
    ખમ્મા ! વીરાને જાઉં વારણે રે લોલ.

આંગણે ઉજાશ મારે સૂર્યનો રે લોલ:
ઘરમાં ઉજાશ મારો વીર જો !
    ખમ્મા ! વીરાને જાઉં વારણે રે લોલ.

એક તો આનંદ મારા ઉરનો રે લોલ:
બીજો આનંદ મારો વીર જો !
    ખમ્મા ! વીરાને જાઉં વારણે રે લોલ.

દેવે દીધી છે મને માવડી રે લોલ!
માડીએ દીધો મારો વીર જો!
ખમ્મા! વીરાને જાઉં વારણે રે લોલ.

વારણે જાઉ—વારી જાઉં, ઓવારણાં લઉં, (દુઃખડાં લઉં પણ કહે છે)
સુહાગી—સુન્દર કુલમાં—કુટુમ્બમાં

---

ભટ્ટ પ્રેમાનંદ ]

## (૮)

## કુંભકર્ણ

જાગો ભાઈ ભીડ પડી છે, કરે વિનંતિ રાવણરાય;
નર વાનરે લંકા ઘેરી, તુને નિદ્રા કયમ સોહાય? જાગો૦
શત સેવક તેડાવ્યા રાયે, કહ્યું જગાડો કુંભકર્ણ;
લક્ષ જોધા વળગી ઢંઢોળે, જાણે શું પામ્યો મર્ણ. જાગો૦
જળ છાંટે નવ જાગે જોદ્ધો, તાપણાં કીધાં ચોફેર;
હૃદે ઉપર શિલાપડ મૂક્યાં, કાનમાં ફૂંકે મદનભેર! જાગો૦
કપાળ ઉપર દુંદુભી વાજે, શરણાઈ નફેરી ઢોલ;
કો મેઘસ્વરે સાદ કરે, પણ રાણો ન આપે બોલ. જાગો૦
સૂંઢ મરી નાસિકામાં ફૂંક્યાં, અજા ચલાવ્યાં નાસા માંય;
પાછો શ્વાસ મૂકે નિદ્રા માંહે, અજા ભીઢ ઉપડયાં જાય! જાગો૦

રુદયા ઉપર અશ્વ દોડાવ્યા, વઢાડયા મહીષ માતંગ;
કુંભકર્ણ સૂતો નવ જાગે, સાણસે ત્રોડાવ્યું અંગ. જાગો૦

નાના ઔષધ અંજન કીધાં, પછાડયો ઉચલી વાર બે ચાર;
પણ અઘોરીની ઊંઘ ન ઊડે, કીધા ઘૂંટણીઓના પ્રહાર! જાગો૦

વળી નાસિકા માંહે સર્પ ચલાવ્યા, વાયુ બંધાવ્યો લંકરાય;
કપાળ માંહે સર્પ અકળાયા, તે શ્રવણ માર્ગે નીસરી જાય. જાગો૦

વાજ આવ્યો રાવણ રાજા, ન લાગ્યો એકે ઉપાય;
કુંભકર્ણની રાણી આવી; રાયને લાગી પાય. જાગો૦

કષ્ટ દીધે મારો કંથ ન જાગે, એને વ્હાલા શંકર ભગવાન;
જાગશે સ્વામી મુહૂર્ત માત્રમાં, યુકતે કરાવો સંગીતગાન. જાગો૦

ભક્ષ ભોજન કરાવી રાખો, નહિં તો કરશે સૌનો આહાર;
રાવણે મદ્ય માંસ અણાવ્યાં, અન્ન તણો કીધો અંબાર. જાગો૦

અપ્સરા પાસે નૃત્ય કરાવે, ગાન તાન વાજે વાજિંત્ર;
કુંભકર્ણ ડોલ્યો જેમ મણિધર, સાંભળતાં ગોવિંદચરિત્ર. જાગો૦

ઉઠીને સર્વે અન્ન આરોગ્યાં, પૂછયો પછે સમાચાર;
મુને કાચી નિદ્રાએ કેમ જગાડયો? શા વાનરના થાય હોકાર?
જાગો૦

રાવણે વાત કહી વિસ્તારી, જે રીતે દૂભવ્યા શ્રીરામ;
અગત્યના કામ માટે ઊઠાડયો, તું વિના કોણ કરે સંગ્રામ? જાગો૦

બીડ—મુશ્કેલી — સોહાય—શોભે
શિલાપડ—પથરાઓનાં પડ — મદનભેર—મોટી ભેર
નફેરી—શરણાઈ જેવું વાદિત્ર — અજા—બકરાં
મીઢ—મેંઢાં — મહીષ—પાડા — માતંગ—હાથી

નાના ઔષધ—જાતજાતનાં ઓસડો અઘોરી—ઊંઘણસી
ઉચલી-ઊંચકી (મરાઠી પ્રયોગ). વાયુ બંધાવ્યો—પવન રોકાવ્યો.
વાજ આવ્યો—અકળાયો, કાઇ ગયો. મુહૂર્ત માત્રમાં—બે ઘડીમાં
મદ્ય—દારૂ અંબાર-ઢગલો
મણિધર—મણિ ધારણ કરનાર નાગ અગત્યના—જરૂરના
સંગ્રામ—યુદ્ધ

---



( ૯ )

## લેલી

લેલી બીચારી લેલડી જી રે, લેલીનાં લગન લખિયાં જી રે,
લખિયાં સાતમ સોમવાર, લેલી૦
લેલી બીચારી લેલડી જી રે, લેલી ખૂંદે છે ગાર. લેલી૦
ગધેડું ચાલ્યું ભાલમાં જી રે, લાવ્યું ગોરડિયા ઘઉં. લેલી૦
મંકોડો ચાલ્યો માળવે જી રે, લાવ્યો માળવિયો ગોળ. લેલી૦
કીડી ચાલી જળ જોરમાં જી રે, લાવી ઘેવરિયાં ઘી. લેલી૦
વઈ બેઠી વડાં કરે જી રે, તેતર પૂરે છે તેલ. લેલી૦
સમળી વેવાણુ આવી ચાખવા જી રે, વેવાણુ વડું ચખાડ. લેલી૦
અડધું તે વડું આલિયું જી રે, મીઠું થોડેરૂં થાય. લેલી૦
મોર તે રોપે માંડવો જી રે, સૂડો રોપે થંભ. લેલી૦
ટીટોડી બેઠી ટેકરે જી રે, જુએ જનુની વાટ. લેલી૦
ઉંડાણુમાં તે રીડિયારીડ છે જી રે, સાસાં લૂંટે છે જાન. લેલી૦

લૂંટયા કીડીના વેલડાજીરે, મંકોડાના લૂંટયા વેઢ. લેલી૦
તેતર તે ત્રાંટાં બીડિયાં જી રે, તેતર તાણે તલવાર. લેલી૦
ઘોએ ઘરચોળાં પહેરિયાં જી રે, કાકીડાની ઢળકે ઢાલ. લેલી૦

લેલી—ખેતરનું એક જાતનું પક્ષી; હોલા જેવડું અને લગભગ તેવાજ રંગનું; પણ હોલાથી રૂપાળું. એનાં ટોળાં મળી ખેતરમાં એક સામટું લે-લે-લે-લે એમ બોલવા માંડે છે; તેથી એને લેલું કે લલેડું કહે છે.

ગોરડિયા—ગોરા, ઉજળા જળ જોરમાં-પાણીને વેગે
ઘેવરિયાં ઘી—ઘેબર જેવાં થીજાં થઇ ગયેલાં ઘી
વઇ—એક જાતનું પક્ષી; ખેતર પાકયાં હોય ત્યારે આ પક્ષીનાં નાનાં નાનાં ટોળાં પાકેલાં ખેતર પર ઉતરી પડે છે.
જનુની—મા રીડિયારીડ—બૂમરાણ સાસાં—સસલાં
વેડલા-વેઢ—કાનનાં ઘરેણાં

ત્રાંટાં બીડિયાં-ઘર બંધ કર્યું ત્રાટું બીડવું એટલે પરાળ કે ઘાસથી ઘરને છાઇ લેવું. લૂંટાલૂંટ ચાલી તેના ભયથી તેતરે ઘરનાં બારણાં ભીડી દીધાં.

---

શામળભટ ]

## ( ૧૦ )

## સપૂત-કપૂત

**સપૂત તેહ કહેવાયે, જે સીધે મારગ ચાલે;**
**સપૂત તેહ કહેવાય, અધર્મને જે ટાળે.**

સપૂત તેહ કહેવાય, જે સ્વજનને સુખ આપે;
સપૂત તેહ કહેવાય, દીનનાં દુખડાં કાપે.

વળી સપૂત તેનું નામ છે; જેણે પ્રભુને પ્રીતે અરચિયા;
શામળ કહે સપૂત નરે, દામ પરમારથ ખરચિયા.

સપૂત તેહ કહેવાય, વેપારથી જોડે ગર્થ;
સપૂત તેહ કહેવાય, પુણ્ય કરે હરિ અર્થ.
સપૂત તેહ કહેવાય, ચોરી ચાડી નવ કરતો;
સપૂત તેહ કહેવાય, અપયશથી રહે ડરતો.

સપૂતને સુખ છે સ્વર્ગમાં, જોતાં સદ્દગુણ અતિ ઘણા;
શામળ કહે આ અવનીમાં, ધન્ય અવતાર તે નર તણા.

કપૂત કહેવાયે તેહ, નિજ ઉદ્યમ જે બોળે;
કપૂત કહેવાયે તેહ, છિદ્ર પોતાનું ખોલે.
કપૂત કહેવાયે તેહ, સ્વજનને દુઃખ જ કરતા;
કપૂત કહેવાયે તેહ, પેટ પરવશ રહિ ભરતા.

કપૂત એવા છે ઘણા, કહેતાં પાર પામું નહિ;
શામળ કહે કપૂત પૂત, કોઇને પેટ પડશો નહિ.

અરચિયા–પુજયા ગર્થ–ધન અવની–પૃથ્વી



( ૧૧ )

## પુરનો મોરલો

પુરનો મોરલો હો રાજ !
પુરમાં થનગન થનગન નાચે,
પુરનો મોરલો હો રાજ !
પુરનો મોરલો હો રાજ !

સુખની શેરીઓ હો રાજ !
આંગણે થનગન થનગન નાચે,
સુખનો મોરલો હો રાજ !
પુરનો મોરલો હો રાજ !

ફૂલની વાડીઓ હો રાજ !
ફૂલડે થનગન થનગન નાચે,
ફૂલનો મોરલો હો રાજ !
પુરનો મોરલો હો રાજ !

રસનાં સરોવરો હો રાજ !
રસભર થનગન થનગન નાચે,
રસનો મોરલો હો રાજ !
પુરનો મોરલો હો રાજ !

## ( ૧૨ )

## તારો

તારા ! ચળક ચળક તું થજે,
મુજ મન કૌતુક કંઈક ઉપજે.

કોણ હોઈશ તું ઉજળે નૂર,
આ જગમાં અતિ ઉજળો દૂર ?
ને ચળકંતો વ્યોમની વિષે,
હીરા સરિખો તું કંઈ દિસે.

તુજ સરખા નભ માંહિ અસંખ્ય,
ચળકે તારા ઉજ્જવળ અંગ;
આખો દિન નભમાં સંતાય,
સાંજે નીકળે ઘરથી બધાય.

એક પછી એક જ આવતા,
કૌતુક–નજર નીચે નાંખતા;
કોઈ મધુર લોચન સ્થિર ધરી,
કો હસતા ચમકારા કરી.

તારા નીરખી રહે મુજ ભણી,
થાકું એ તો ગણી ગણી.
અખંડ રાત્રિ રહી જાગતો,
તરતા નભમાં નવ થાકતો.

તારા ! ચળક ચળક તું થજે,
પછી સિન્ધુમાં ડૂબી જજે.

ઉજળો નૂર–ઉજળા તેજ વાળો   વ્યોમ–આકાશ   નભ–આકાશ
કૌતુક–નજર નીચે નાંખતા–આશ્ચર્ય ભરેલી નજરે નીચે પૃથ્વીપર જોતા
સિન્ધુમાં–સમુદ્રમાં



દલપતરામ ]

( ૧૩ )

## રાજબીજ

રાજ્ય મળ્યું તો શું થયું ? કરજો વિચાર કોય;
જાણે નીતિ રાજ્યની, રાજબીજ જો હોય.
તજી અયોધ્યા અવધપતિ, વિચરતાં વનવાસ.
પુર બહાર મળી સૌ પ્રજા, અંતર થઇ ઉદાસ.
કર જોડી જન સૌ કહે: કોણ અમારો રાય ?
પાળનાર નિશ્ચે કરી વળતી થાઓ વિદાય.
ત્યાં બાળક રમતાં હતાં જુદી જુદી જાત;
એકે એકે તેહને રામે પૂછી વાત.
તુજને સોંપું રાજ્ય તો કેમ કરે તું રાજ્ય ?
સૂણી બોલ્યા પ્રત્યેક તે અહીં લખું છું આજ.

### હજામનો છોકરો

સોનાનો સજાયો ને શેલાડી યે સોનાની કરૂં,
ચાંદીનો તો ચીપિયો કરાવીને વતાં કરૂં.

નરેણીએ લટકાવું ઝૂમખાં હીરા મોતીનાં !
ખોટું નહિ, વચન આ કહું છું ખરેખરૂં !
કાતર ને કાંસકો કરાવું ઊંચા કુંદનનો,
કોથળી તો કીનખાબની વિશેષ વાપરૂં !
મળે રાજગાદી તો આ ખાદીનો રૂમાલ ખોઇ
ઉમદા એકાદી શાલ પાથરણે પાથરૂં !

## તરગાળાનો છોકરો

કૂકડાં ને કુતરાં ભલાં ભલાં ભેળાં કરીએ,
પાડા ને ગધેડાં પણ પાર વિના પાળીએ !
નાચીએ ને કૂદીએ, ન રાખીએ લગાર લાજ,
ગોઠમાં ને ગમતમાં દિન રાત ગાળીએ
ઊંચી આંખો રાખી રોજ ચાલીએ ચૌટામાં ચાહી,
નીચાં નેણ કરી શીદ ભૂમિ ભણી ભાળીએ ?
મળે રાજપાટ તો ઉચાટ ચિત્તના તજીને,
છરા મૂકી છાંડી, છતે રૂપૈયા ઉછાળીએ !

## ભીખારીનો છોકરો

ગોળની કરાવું ગાડી, સાકરનો સુખપાલ,
ખાંડની તો ખુરસીમાં બેઠા ગીત ગાઇએ !
પેંડા ને પતાસાં કેરા હાર કરી હૈયે ધરૂં,
કચેરીમાં બેઠા બેઠા ખાંતે ખાંતે ખાઇએ !
પોતે પૃથ્વીપતિ, પછી કેના બાપની છે તમા ?
સૂઝે તેમ કીજીએ, શા માટે શરમાઇએ ?

## વાણિયાનો છોકરો

દરબાર ખાતે દેશો દેશમાં દુકાન કરી
સંપડાવીએ વિશેષ નાણું તો શરાફીએ !
ચાલે નહિ તેટલા જ રાખીએ ચાકરિયાત,
લગાર લગાર તો પગાર સૌના કાપીએ !
કવિ ગુણી, પંડિત કે આવે કોઇ આશા ધરી,
કોઇને કદાપિ એકે દમડી ન આપીએ !
મળે મને રાજ્ય તો હું કાજ એવું મોટું કરૂં,
થાપણ કરોડ બે કરોડ કરી થાપીએ !

## બ્રાહ્મણનો છોકરો

બ્રાહ્મણ કહે જો ભલા ભાગ્યથી હું ભૂપ થાઉં,
મેનામાં બેસીને રોજ જઉં ભિક્ષા માગવા !
મોટા મોટા વરા કરી હું જ વખણાઉં અને
બ્રાહ્મણ બીજાનાં અભિમાન લાગું ભાગવા !
વાડીઓમાં તુંબડાના વેલા વવરાવું અને
દરભના પૂળા તો અનેક રાખું આગવા !
આવે શત્રુ ભોજ તેને આપું હું આશીરવાદ,
બ્રાહ્મણ જાણીને તે તો લાગે પગે લાગવા !

સર્વ જને સુણીને કર્યો મન નિશ્ચય મજબુત,
રાજબીજ જે હોય તે રાજ્ય યોગ્ય રજપૂત.

અવધપતિ–અયોધ્યાના રાજા, રામ — કુંદન–સોનું
ગોઠમાં–ગપ્પા ગોષ્ઠીમાં — સુખપાલ–પાલખી
ચાલે નહિ તેટલા–ન છુટકે રાખવા પડે તેટલા — મેના–પાલખી
આગવા–પોતાના, કોઇનો જેમાં ભાગ ન હોય તેવા.

(૧૪)

# ટેવ

શિલા શ્વાનની પૂછડી સાથ સાંધી,
જુઓ જુક્તિથી જાળવી બંધ બાંધી;
કરી પાંશરી તો ફરી વાંક વાળી,
પડી ટેવ તે તો ટળે કેમ ટાળી ?

અઢારે વળ્યાં ઊંટનાં અંગ વાંકાં,
કહો ઢાંકીએ તો રહે કેમ ઢાંક્યાં ?
સૂએ ભૂતળે તો જુએ આભ ભાળી,
પડી ટેવ તે તો ટળે કેમ ટાળી ?

જુઓ નાગની જાતની ટેવ જે છે,
રીઝે તો રમે ને ખીજે તો ડસે છે;
પુરા પ્રેમથી રાખીએ ઘેર પાળી,
પડી ટેવ તે તો ટળે કેમ ટાળી ?

પુરા પુષ્પના પુંજમાં હીંગ પેસે,
નહિ હીંગને પુષ્પનો પાસ બેસે;
ભલે માથું કૂટી મરે કોઇ માળી,
પડી ટેવ તે તો ટળે કેમ ટાળી ?

ધરી દૂધમાં ને કરી સાબુવાળા,
ધુઓ કોયલાને, જુઓ હોય કાળા;
નહિ કોઈ કાળે મટે જાત કાળી,
પડી ટેવ તે તો ટળે કેમ ટાળી ?

કહો પાણીના પૂરને કોણ થોભે ?
ચઢે શા વડે નેવનાં નીર મોભે ?
રહે ખાડમાં રાખશે કોઈ ખાળી ?
પડી ટેવ તે તો ટળે કેમ ટાળી ?

લઘુ વૃક્ષ વાળ્યું વળે જેમ વાળો,
ટળે તેમ છોટાપણે ટેવ ટાળો;
કુડી કે રૂડી દુષ્ટની કે દયાળી,
પડી ટેવ તે તો ટળે કેમ ટાળી ?

ક્રિયા કેળવો, મેળવો ગુણ તેમાં,
નીતિ ભેળવો, હેળવો જીભ તેમાં;
પઢે પાઠ આ તે ભલી ટેવ પામે,
રચ્યા છે રૂડા છંદ દલપત્તરામે.

પુંજમાં—ઢગલામાં પુષ્પનો પાસ—ફુલનો સ્પર્શ, સંસ્કાર
ધરી દૂધમાં—દૂધમાં નાંખીને લઘુ વૃક્ષ—નાનું ઝાડ.

રવીન્દ્રનાથ ઠાકુર પરથી ]

( ૧૫ )

## એ અમારો ભૈયો.

જે છે કામો બધાંનો કરવૈયો રે,
 અમે એનાં ને એ અમારો ભૈયો!
જે છે રંગો બધાનો રેલૈયો રે!
 અમે એનાં ને એ અમારો ભૈયો!

એના મોટા મોટા તાલ અમે ઝીલીએ,
તાલે તાલે ચાલીને ચિત્ત રીઝીએ,
નાચ કેરી તેવી ગતિજ લીજીએ,
 જેવી ભેરી બજાવે બજવૈયો રે!
 અમે એનાં ને એ અમારો ભૈયો!

આવા જનમ મરણ તણા ખેલમાં,
અમો ખેલું તેના જ રહી મેળમાં,
સુખ–દુઃખ દાવ એ અનેરા ખેલમાં,
 એવા ખેલો ખેલે એ ખેલૈયો રે!
 અમે એનાં ને એ અમારો ભૈયો!

જ્યારે વહાલાની હાક કાન આવતી,
હોય આકરી કે હોય હલકી અતિ,
ચટપટડી તરત ચિત્તમાં થતી,
 દોટ મેલું જેમ છૂટયો ભાલૈયો રે!
 અમે એનાં ને એ અમારો ભૈયો!

વાટ કેરાં વાટું કાંટા ઝાંખરાં,
ડાળું દરિયા ને ઠેકું વડા ડુંગરા,
સાદ થાય પછી કશાં વિઘન બંધરા,
દોડી પહોંચું ને ભેટું મારો ભૈયોરે !
અમે એનાં ને એ અમારો ભૈયો !

કરવૈયો–કરનારો ભલૈયો–ભલો
વિઘન બંધરા–નડતર કે બંધન

---



( ૧૬ )

## જગતનો તાત

રે ખેડુત, તું ખરે જગતનો તાત ગણાયો;
આ સઘળો સંસાર પાળતો તું જ જણાયો.
કપાસ ફળ ફુલ ઘાસ, ધાન્યને તું નીપજાવે;
અન્ન ખાય સહુ જીવ, ધરે જન વસ્ત્રો ભાવે.
સહે તાપ વરસાદ, વળી બહુ મહેનત કરતો;
રહે શરીરે લઠ્ઠ, સદા સંતોષે ફરતો.
ઉત્તમ ખેતી ખરે, વળી તે પર–ઉપકારી;
ખરી ખંતથી હિયે જગતને શીખ તું સારી.

---

ન્હાનાલાલ ]

( ૧૭ )

## ચલો!

ચલો શૂરવીર! ચલો જઇએ, સુભટનો યશ મારગ લઇએ
સૂણો, સૂતા કેસરી જાગે, કે રણનાં રણશીંગડાં વાગે!
ઊઠયા સ્થળ સ્થળ ક્ષત્રી જાયા, શ્રીકૃષ્ણે વરદ શંખ વાયા.
શૂરોએ શસ્ત્રો કવચ લીધાં, કે ભીષ્મે સિંહનાદ કીધા!
ચડયા રણ હાથે રાયરાણા, મહાભારત વળી મંડાણાં.
અહો! જગની હાકલ વાગે, જગતના શૂરવીરો જાગે.
ઊભી જો! લઇને યશમાળા, અમરને દ્વાર અમરબાલા.
ચલો ઝટ, ચલો, વીર બંકા, અમર મારગ ઘોરણ ડંકા.

દલપતરામ ]

( ૧૮ )

## વાણી

સુવાકયથી સ્નેહ સદૈવ વાધે, કુવાક્યથી ક્લેશ હમેશ લાધે;
અરે કશો એક વિવેક આણી, વિચારીને વીર ઉચાર વાણી.

સુવાકયથી વિશ્વ બધું વખાણે, કુવાક્યથી કીર્તિ જનો ન જાણે;
પડે ચડે જીભ વડે જ પ્રાણી, વિચારીને વીર ઉચાર વાણી.

પ્રજા જુઓ પોપટ ઘેર પાળે, સુખે સૂઈ ઘૂડ શકે ન માળે;
ઉચારનું કારણ એ જ જાણી, વિચારીને વીર ઉચાર વાણી.

ભલી જીભે ભાઇ ભલાઈ તો લે, બુરી જીભે લોક બુરાઇ બોલે;
ગરીબ કે રાજકુમાર રાણી, વિચારીને વીર ઉચ્ચાર વાણી.

સુવાકયથી દૂધ દહીં ઘી દેશે, અમૂલ્યનું મૂલ લગાર લેશે;
કુવાકયથી પાય પળી ન પાણી, વિચારીને વીર ઉચ્ચાર વાણી.

મુખેથી રે માનવી વેણ મૂકયું, ફરીથી તેં તે ન ગળાય થૂંકયું;
વિમાસશો એવી હશે જ વાણી, વિચારીને વીર ઉચ્ચાર વાણી.

છરા તણે છેદ ઉપાય સૂઝે, કુવાકયનો કાપ કદી ન રૂઝે;
ન કાચની કોઠી મટે જ કાણી, વિચારીને વીર ઉચ્ચાર વાણી.

ભલો બુરો તોપ તણો ભડાકો, હવા વિષે હોય જતો હડાકો,
કહો તમે, કેમ શકાય તાણી, વિચારીને વીર ઉચ્ચાર વાણી.

વિચારીને વાણી વદો, કદી ન વણસે કામ,
ભાર તોલ તો જન ભલા રાખે દલપતરામ.

વાધે—વધે લાધે—મળે વિમાસશો—પસ્તાશો
છરા તણે છેદ—છરાના કાપ ઉપર હડાકો—હવાઇ
વણસે—બગડે ભાર તોલ—માન મોભો

## ( ૧૯ )

## કૃષ્ણ જન્મનો ગરબો.

જ્યારે ભોમિ ભાર વધ્યો ઘણો રે, ભોમિ ગઇ બ્રહ્માની પાસજો,
પોઢયા'તા પ્રભુ ક્ષીર સમુદ્રમાં ત્યાં જઇઆરાધ્યા અવિનાશ જો.
બ્રહ્માએ ભજન કર્યું ભગવાનનું.

જાગો જાગો જગન્નાથજી, દુનિયા બહુ પામે છે ત્રાસ જો;
કાપો કષ્ટ અમારૂં કમળાપતિ, ઊભા અમર કહે અવિનાશ જો—
બ્રહ્માએ૦

ગગનગિરા હરિ એણી પેરે ઉચર્યા,સુણો સહુ અમર મારી વાજ જો;
હું અવતાર લઇશ યદુકુળમાં, વસુદેવ પિતા દેવકી માત જો—
બ્રહ્માએ૦

ગોકુળ લીલા મારે કરવી, મુજને વહાલો વ્રજનો સાથ જો;
ચતુરાનન ચિંતા કરશો નહિ, એવું બોલ્યા લક્ષ્મીનાથ જો—
બ્રહ્માએ૦

દેવકી પરણાવ્યાં વસુદેવને, કંસે આપ્યું કન્યાદાન જો;
દાન માન કરી સહુ સંતોષ્યા, પ્રેમે વહેંચ્યાં ફોફળ પાન જો—
બ્રહ્માએ૦

વીર વળાવા ચાલ્યો બહેનને, એવે થઇ વાણી આકાશ જો;
એનો અષ્ટમો ગર્ભ તુને મારશે, તેનો રાખે દૃઢ વિશ્વાસ જો—
બ્રહ્માએ૦

સૂણતાં કોપ ચઢયો ત્યાં કંસને, વસુદેવ સમજાવે બહુ વાર જો;
સ્ત્રી—બાળ—બહેનને જે હણે, તેના પાપ તણો નહિ પારજો—
બ્રહ્માએ૦

પુત્ર થશે તે આણી આપશું, મન ગોઠે તે કરજો ભૂપ જો;
થોડા શા જીવ્યાને કારણે, ન હણીશ અબળા બાળ સ્વરૂપ જો—
બ્રહ્માએ૦

કીર્ત્તિમાન કુંવર પહેલો થયો, વસુદેવ લાવ્યા કંસની પાસ જો;
જોઇને દયા કંસને ઉપની, હૃદયે આવ્યો દૃઢ વિશ્વાસ જો—
બ્રહ્માએ૦

એને અષ્ટમો ગર્ભ આણીને આપજો, બીજાં બાળ હણ્યે શું થાય જો?
એટલે નારદજી ત્યાં આવિયા; કેમ તું બેસી રહ્યો છું રાયજો ?—
બ્રહ્માએ૦

કંસે માંડીને કહી વારતા, નારદ કહે સાંભળ ભૂપાળ જો;
જ્યાં ગણીએ ત્યાંથી થાય અષ્ટમો, એમ જાણ તારો કાળ જો;
બ્રહ્માએ૦

આ જાદવ અમર સહુ અવતર્યા, દેવી ઉદર વિષ્ણુનો અવતાર જો;
એટલું કહી નારદજી ઊઠયા, કંસને ક્રોધ ચઢયો તેણી વાર જો—
બ્રહ્માએ૦

વસુદેવ દેવકી કારાગૃહે નાંખીયાં, ભીડી ભોગળ સાંકળ દ્વાર જો;
ઉપર ચોકી મૂકી ચોસરી, રખે કોઇ અળગા રહેતા લગાર જો—
બ્રહ્માએ૦

ચોકસ રહેજો ચિત્તમાં ચેતીને, બાળક જન્મ્યે કરજો જાણ જો;
કરાર કરીને બેઠો આસને, રાત દિવસ જંપે નહિ પ્રાણ જો—
બ્રહ્માએ૦

પાપી લાગ્યો સહુને પીડવા, કંસે માંડયો મહા કલેશ જો;
બાપડા જાદવ જ્યાં ત્યાં થઈ જઇ, રહ્યા જઇ દેશ વિદેશ જો—
બ્રહ્માએ૦

જે જન્મે તે આપે આણીને, બાળક માર્યાં છે બે ચાર જો;
સાતમો ગર્ભ ધર્યો ત્યાં શેષજી, દેવતા પામ્યા હરખ અપાર જો–
બ્રહ્માએ૦

હરિએ હુકમ કર્યો નિજ માયાને, વેગે કરજો એહ વિચાર જો;
ગર્ભ આકર્ષણ કરી લઇ મૂકજો, રોહિણીજીના ઉદર મોઝાર જો–
બ્રહ્માએ૦

આઠમે આપે નાથ પધારિયા, સુર સહુ પામ્યા હરખ અપાર જો;
પુષ્પની વૃષ્ટિ કરે સહુ દેવતા, જય જય બોલે ગગન મોઝાર જો–
બ્રહ્માએ૦

શ્રાવણ વદી અતિ ઉત્તમ અષ્ટમી, અભિજિત રોહિણી બુધવારજો,
લગન જોગ મુહૂર્ત શુભ તે ઘડી, અર્ધ નિશાએ હરિ અવતાર જો–
બ્રહ્માએ૦

દર્શન દીધું દેવકી વસુદેવને, દેવતા પામ્યા અતિ આનંદજો;
મુખડું જોતાં દુખડું સહુ ટળ્યું, ટળ્યા મોહ માયાના ફંદજો–
બ્રહ્માએ૦

કીરટ મુગટ કુંડળ હીરે જડયાં, કોટે કૌસ્તુભ મણિના હારજો,
પીત વસન તન ઘન દામની, ગદા આયુધ ભુજા ચાર જો–
બ્રહ્માએ૦

ચરણ કમળ સેવે સિંધુ સુતા, પદરજ વંદે અજ ઉમયા ભર્તાર જો;
મંદમંદ હાસ્યે હરિ બોલિયા, તમો તપ કીધું હશે બાર હજાર જો–
બ્રહ્માએ૦

તપ કરી મુજ પાસેં વર માગિયો, તે અર્થે લીધો અવતાર જો;
હવે રખે શઋનો ભો રાખતા, થોડે દિવસે મળશે સારી ધીર જો–
બ્રહ્માએ૦

ગોકુળ લઇ ચાલો ચૂપે કરી, નંદ જશોદાને દ્વાર જો;
મુજ બદલે માયાને લાવજો, એમાં કોઇ ન જાણે નિર્ધાર જો—
બ્રહ્માએ૦

એમ કહી હરિ સૂક્ષ્મ રૂપે થયા, જેનો કોઈ ન પ્રીછે પાર જો;
લઈ ચાલ્યા વેગે વસુદેવજી, ભાગી ભોગળ ઉઘડયાં દ્વાર જો—
બ્રહ્માએ૦

સહુ પર નાંખી માયા મોહની, નિદ્રાવશ ઘોરે સંસારજો;
રવિતનયાને તીરે આવિયા, વસુદેવે પ્રેમે ઉતાર્યા પાર જો—
બ્રહ્માએ૦

ચંદ્રે આવી અજવાળું કર્યું, ઇન્દ્રે કીધી અમૃત ધાર જો;
માયાએ આવીને ઓથો કર્યો, તે દિન બાવન ને વરસ અગિયારજો—
બ્રહ્માએ૦

ગોવિંદ ગોકુળમાં પધારિયા, આવ્યા નંદજીને ઘેર જો;
જશોદાની સજ્જાએ સાંપ્યા શામળો, તેની કોઈ નાં પ્રીછે પેર જો—
બ્રહ્માએ૦

સુત મૂકીને લીધી સુતા ત્યહાં, વેગે ચાલ્યા વસુદેવ જો;
આવ્યા તેમ પાછે પગલે ગયા, મધુપુર પહોંચ્યા તતખેવ જો—
બ્રહ્માએ૦

જે જ્યમ હતું તે ત્યમ થઇ રહ્યું, એટલે પ્રગટયો પ્રાતઃકાળ જો;
જ્યારે રોવા લાગી બાળકી, ત્યારે જાગ્યા સહુ રખવાળ જો—
બ્રહ્માએ૦

ચૂપે જાણ કર્યું જઇ કંસને, જેને જીવ્યાનું છે મન જો;
ઊઠીને આવ્યો ત્યાં ઉતાવળો, કન્યા દીઠી રૂપ રતન જો—
બ્રહ્માએ૦

કોલાહલ કરે ત્યાં દેવકી, હવે રહેવા દે એટલું બાળ જો;
જોરે ઝૂંટી લીધી હાથથી, પટકી શલ્યા ઉપર તતકાળ જો—
બ્રહ્માએ૦

દેવી ઊડી ગઇ આકાશમાં, ગગને જઇને બોલી વાણુજો;
મુજને શું મારે છે મૂરખા ! તારો વેરી વ્રજમાં જાણ જો—
બ્રહ્માએ૦

ક્ષીર સમુદ્ર—દૂધનો સમુદ્ર  અમર—દેવો
ગગનગિરા—આકાશવાણી  ચતુરાનન—ચાર મોઢાંવાળા (બ્રહ્મા)
ફોફળપાન—પાનસોપારી

જ્યાં ગણીયે ત્યાંથી આ અષ્ટમો—આઠ કાંકરા ગોળ ગોઠવ્યા હોય તો જુદી જુદી રીતે ગણતાં હરકોઇ કાંકરો આઠમો થઇ શકે. તેવી રીતે દરેક કુંવર પણ આઠમો થઇ શકે માટે દરેકને માર એમ કહે છે.

ચોસરી—ચારગણી  અભિજિત રોહિણી—જન્મના ગ્રહોનો યોગ છે.
અર્ધ નિશાએ—અરધી રાત્રે  કીરટ—(કિરીટ) મુગટ
પીત વસન તન ઘન દામની—પહેરેલાં પીળાં પીતાંબર શરીર ઉપર વાદળામાં વીજળીની જેમ શોભતાં હતાં. શરીર શ્યામ હોવાથી વાદળા સાથે સરખાવ્યું છે અને પીળાં પીતાંબર વીજળી સાથે સરખાવ્યાં છે.

સિન્ધુ સુતા—સમુદ્રની પુત્રી (લક્ષ્મીજી)  અજ—બ્રહ્મા
ઉમયા ભરતાર—ઉમાના પતિ (મહાદેવ)
રવિતનયા—સૂર્યની પુત્રી (યમુના નદી)  મધુપુર—મથુરા



( ૨૦ )

## સુદામા–ચરિત્ર.

૧

જદુપતિ નાથ તે, મિત્ર છે તમ તણા,
જાઓ વેગે કરી કૃષ્ણ પાસે;
પ્રીત પૂરવ તણી, હેત ધરશે હરિ,
મનના મનોરથ સફળ થાશે. જદુપતિ૦

ઘેર બાળક સહુ, દુઃખ પામે બહુ,
અન્ન ને વસ્ત્રથી રહે છે ઊણા;
નિરધન સરજિયા પુણ્ય કીધા વિના,
કર્મના દોષ તે આવી પૂણ્યા. જદુપતિ૦

જદુપતિ જાદવો, ભક્તિવશ માધવો,
કરશે કરુણા પ્રભુ દીન જાણી;
ગોમતીસ્નાનથી કોટિ અઘ નાસશે,
નિરખતાં કૃષ્ણને પ્રેમ આણી. જદુપતિ૦

કૃષ્ણને હળી મળી, શીઘ્ર આવો વળી,
જાણશે દુઃખ અંતરજામી,
વિનતિ મનમાં ધરો, આળસ પરહરો,
સહાય થાશે નરસૈંનો સ્વામી. જદુપતિ૦

## ૨

સાંભળો ભામિની, કાન ધરિ કામની,
કવણુ કહાવું હું કૃપણુ પાપી;
ત્રિભુવન નાથ તે મહીપતિ માધવો,
કેમ બોલાય ત્યાં વાત ચાંપી? સાંભળો૦

દિવસ ઝાઝા થયા, બાલપણુને ગયા
નરપતિ નવ પ્રોંછે પ્રીત જૂની;
દુર્બળ રંક હું ભિક્ષુક બાપડો,
નવ લહું ચોકશી ખોટી ચૂની. સાંભળો૦

ઉગ્રસેન, અક્રૂર, ઉદ્ધવ છે ત્યહાં,
બળિભદ્ર ને અનિરુદ્ધ પાસે;
કોટિ જોદ્ધા જ્યહાં, ઊભો રહીશ ક્યાં?
કોણુ આવી મારો હાથ સ્હાશે? સાંભળો૦

જડિત રત્નો મણિ, કાન્તિ ભાસે ઘણી,
તિમિર નાવે તેની જ્યોત પાસે;
ત્યાં કેમ બોલી શકું વેણુ વદતો થકું?
ધમણુ ધમતો રહું શ્વાસોશ્વાસે. સાંભળો૦

મૌન બેસી રહો, સુખ દુઃખ સૌ સહો,
ભોગવો કર્મ જે ભાગ્ય ચોંટર્યું;
હરિજન લોક તે છોને લવતાં રહે,
નરસૈંના સ્વામીનું બિરદ મોટું. સાંભળો૦

૩

સ્વામી સાચું કહું, બોલવું નવ રહ્યું,
કંથનાં વચન તે વેદવાણી;
ભવ તણું નાવ તે ભક્તિ ભૂધર તણી,
તેહ હું પ્રીછવું સ્નેહ આણી. સ્વામી૦

નથી હરિ વેગળા, ભક્તિભાવે મળ્યા,
રાય ને રંક તે એક ઘાટે;
લખપતિ કોટિધ્વજ, મંન નાણે રતી,
શક્ર સરિખા ત્યહાં નહિ રે સાટે. સ્વામી૦

બ્રહ્મણ્ય દેવ, દયાળ શ્રી કૃષ્ણજી,
નિજ જન જાણિને શુદ્ધ લેશે;
પ્રીતની રીત તે જાય નહિ વીસરી,
બાળલીલા તણાં ચરિત્ર કહેશે. સ્વામી૦

નથી કંઇ ઓઢવા, ભેટ લેઇ જવા,
કેમ કરી જાણશે કૃષ્ણ કામી ?
દત્ત નથિ આપણું, વદન લજામણું,
નિરખતાં લાજે નરસૈંનો સ્વામી. સ્વામી૦

૪

વિનતિ વળી કહું, ભેટ લાવી દઉં,
પોતીયે તાંદુલ ગાંઠ બાંધો;
જાણશે થોડું ઘણું; ભાવ ભોજન તણું,
ધન્ય શ્રી કૃષ્ણશું સ્નેહ બાંધો. વિનતિ૦

ભિલડીનાં બોર તે, ભાવે આરોગિયા,
જૂઠું અન્ન આહિરનું લીધું;
ભક્ત વિદુરની, ભાજી ભાવે જમ્યા,
ભૂપનું નોતરૂં પાછું કીધું. વિનતિ૦

પેરે પેરે પાંડવ કષ્ટ નિવારિયાં,
ભક્ત કારણ કંઈ દુષ્ટ તાર્યાં;
ઊંચ ને નીચનું એને છે પારખું,
પતિત અધર્મી કંઈ કોટિ તાર્યા. વિનતિ૦

ભક્તિવશ વિઠ્ઠલો, સંત સાથે મળ્યો,
સમોવડને નવ ચૂકે ટાણે;
સંત સમરે ત્યહાં, આવી ઊભો રહે,
ભક્તના મન તણો ભાવ જાણે. વિનતિ૦

જાઓ વેગે કરી, નિરખો મુક્તિપુરી,
ધન્ય ધન્ય તારુણી સ્નેહ ન્યાળો;
નરસૈંયાના નાથને નિરખો નિશ્ચય કરી,
કામિનીએ કંથને બાંહે ઝાલ્યો. વિનતિ૦

૫

ચાલિયો વાટમાં, જ્ઞાનીના ઘાટમાં,
મિત્ર મોહન તણું નામ લેતો;
ધન્ય એ નાર, અવતાર સફળ કર્યો,
કૃષ્ણ, હે કૃષ્ણ,મુખ એમ કહેતો. ચાલિયો૦

માગવું મૃત્યુ પ્રમાણ છે પ્રાણીને,
લોભ કીધે ત્યહાં પ્રીત તૂટે;
કહ્યું મેં અબળા સુખે બેસી રહો;
માગતાં તો બધો મર્મ છૂટે. ચાલિયો૦

માગિયું મેં નથી, શું મુખે કહું કથી,
ભોગવું કર્મ જે ભાગ્ય લાવ્યો;
શ્રીપતિનાથે મને, રંક સરજાવિયો,
એમ કરતો દ્વિજ દ્વાર આવ્યો. ચાલિયો૦

આવ ઊભો રહ્યો, કંઠ ગદ્‌ગદ્‌ થયો,
કોટિ સૂરજ શશિ જ્યોત ભાસે;
ઉર દયા આણીને, હરિજન જાણીને,
પોળિયે જઈ કહ્યું કૃષ્ણ પાસે. ચાલિયો૦

મંદિરે તેડિયા, ચાલીને ભેટિયા,
ત્રિવિધના તાપ તે સર્વ નાઠા;
હેમસિંહાસને લેઇ બેસાડિયા,
તાણતાં વિપ્રનાં વસ્ત્ર ફાટયાં. ચાલિયો૦

તેલ ફૂલેલ મર્દન કરાવિયાં,
શુદ્ધ ઉષ્ણોદકે સ્નાન કીધું;
કનકની પાવડી ચરણ આગળ ધરી,
કૃષ્ણે ચરણોદક શીશ લીધું. ચાલિયો૦

પુનિત પીતાંબર પહેરવા આપિયું,
કનકને થાળે પકવાન્ન દીધાં;

ભાવતાં ભોજન, કૃષ્ણહાથે કર્યાં,
લીધું આચમન ને કાજ સીધ્યાં. ચાલિયો૦

કૃષ્ણે પલંગ પર, પોતે પધરાવિયા,
દધિસુતા વીંઝણે વાયુ ભરતાં;
સત્યભામાદિક નારી નીરખી રહી,
નરસૈંનો નાથ પદસેવ કરતા. ચાલિયો૦

૬

ભાગ્ય જોજો બાઇ, કૃપણ ભિક્ષુક તણું,
રુકિમણી આદિ સૈ નારી બોલે;
હળધર જોગ્ય તે, ભોગ પહોંચાડિયા,
અજ અંબરીષથી અધિક તોલે. ભાગ્ય૦

આ કૃપણરૂપ તો પ્રગટિયું કયાં થકી ?
વસ્ત્ર મેલાં દિસે કર્મ કૂટયો;
ત્રિગુણને દુર્લભ, સેજ રમા તણી,
વશ કરી નાથને પાપ છૂટયો. ભાગ્ય૦

અંગ અતિ કમકમે, ધમણ મોઢે ધમે,
ઉધરસે ને વળી નાક લૂતો;
જોજો કૌતુક હરિ દેહ દશા ફરી,
કૃપણ તે કૃષ્ણને સંગ સૂતો. ભાગ્ય૦

પહોડીને ઊઠિયા, સ્નાને બેસાડયા,
વદન પખાળવા નીર દીધું;

કનકઝારી ભરી, શીત જળ આપિયું,
કનક કટોરે તે પાણી પીધું ભાગ્ય૦

શ્રીમુખે બોલિયા, કહોને બાંધવ તમો.
બ્રહ્મચારી કે ગૃહધર્મ કીધો :
કુશળ છે બાળગોપાળ સહુ તમ તણાં ?
ભાગ્ય મોટું મને ચિત્ત લીધો. ભાગ્ય૦

ગૃહસ્થના ધર્મમાં હુંય વળગી રહ્યો,
હું તે મારી વળી ગત્ય ભૂલ્યો;
મિત્ર સુદામાની શુદ્ધ લીધી નહિ,
કામિની કેફમાં હું જ ડૂલ્યો. ભાગ્ય૦

સાંદીપનિ ગોરને ઘેર આપણ ભણ્યા,
ધન્ય ધન્ય દિવસ તે સફળ કહાવ્યો;
એક રેણી રહ્યા વન વિષે આપણે,
સર્પણ ભાંગતાં મેઘ આવ્યો. ભાગ્ય૦

અન્ન લીધા વિના, ભૂખ્યા બેશી રહ્યા,
ગોરાણીએ આપણી પીડ જાણી;
વિસરી ગયું છે કે વીર, તને સાંભરે,
સાંદીપનિ ગોરની અચળ વાણી ! ભાગ્ય૦

ભાભીએ ભેટ જે મોકલી મુજ ભણી,
ભાવશું ભાઇ તે લાગે મીઠી;
સકોચતો ગાંઠડી વિપ્ર આઘી ધરે,
નરસૈંના સ્વામીએ નજરે દીઠી. ભાગ્ય૦

૭

છપ્પન ભોગ જ્યાં, કવણુ તાંદુલ ત્યાં ?
આપતાં ઉર સંકોચ આવે;
જે રે જોઇએ તે, આવી મળે કૃષ્ણને,
તાંદુલ ભેટ તે તુચ્છ કહાવે. છપ્પન૦

ધાઈ લીધા હરિ, મૂઠી તાંદુલ ભરી,
પ્રેમે આરોગિયા તૃપ્તિ પામી;
ઇંદ્ર કુબેરથી, અધિક વૈભવ કર્યો,
રુકિમણી કર ગ્રહ્યો શીશ નામી. છપ્પન૦

એક રહ્યાં અમો, એક બીજા તમો,
ભક્તને અઢળક દાન કરતાં;
પ્રેમદાએ પ્રેમનાં વચન એવાં કહ્યાં,
હાથ સ્હાયો ત્રીજી મૂઠી ભરતાં. છપ્પન૦

વનિતા વચન તે વિપ્ર સમજ્યો નહિ,
ચાલવા ઘર ભણી શીખ માગી;
નરસૈંને નાથે દુર્બળપણું ટાળિયું,
ભૂખનાં દુઃખની ભીડ ભાગી. છપ્પન૦

૮

વિપ્ર ચાલ્યો વળી, કૃષ્ણ સાથે મળી,
ચિત્તમાં શોચીં વિચાર કરતો;
આપ્યું તો કાંઇ નહિ, ત્રીઠ જાણી નહિ,
તે તણો શોચ હૃદયે જ ધરતો. વિપ્ર૦

અષ્ટ મહાસિદ્ધિ તણી, ઋદ્ધિ નવ નિધિ તણી,
　　સંપત્તિમાં રહ્યો ભોગ માણી;
કામિની કંથને હું દ્વારિકા આવીયો,
　　અમ તણી ત્રીઠ તો નવ્ય જાણી. વિપ્ર૦

બાળગોપાળ જે વાટ જોતાં હશે,
　　તેહને જોઈ અમો શુંય કહેશું ?
મિત્ર મોહન તણું હેત જ્યારે પૂછશે,
　　કામિનીને ઉત્તર કેમ દેશું ? વિપ્ર૦

એમ ચિંતા કરે, નેત્રથી નીર ઝરે,
　　કર્મની વાત મન માંહિ ધારી;
નરસૈંનો નાથ તો, અતિ ઘણો લોભિયો,
　　પીતાંબરી પણ લીધી ઉતારી. વિપ્ર૦

૯

ધન્ય તું ધન્ય તું, રાય રણછોડજી,
　　દીન જાણી મને માન દીધું;
નહિ મુજ જોગ તે, ભોગ પહોંચાડિયા,
　　અજ અંબરીષથી અધિક દીધું. ધન્ય૦

કનકને આસને મુજને બેસાડિયો,
　　રૂકિમણી કૃષ્ણનો હાથ સ્હાતાં;
હેત કરી કરી હરિ ચરણ તળાસિયાં,
　　ખટરસ ભોજન ખાતાં ખાતાં. વિપ્ર૦

બાલપણા તણો સ્નેહ નવ વિસારિયો,
મિત્ર મોહન તણી પ્રીત સાચી;
હેતથી હળી મળી માન દીધું મને,
રંક બેસાડિયો કનકમાંચી. ધન્ય૦

ધન્ય ધન્ય કૃષ્ણજી સંતસેવા કરી,
ધ્યાન ધરતો હું નિજ દ્વાર આવ્યો;
રત્ન જડિત મણિ ભવન શોભા બણી,
દેવ શું દ્વારિકા આંહિ લાવ્યો. ધન્ય૦

કનકની ભૂમિ ને રત્નના થાંભલા,
અર્કની જ્યોત ઉદ્યોત દીસે;
ખાન ને પાન વિહાર સ્થાનક ઘણાં,
કામિની નિરખતાં કામ હીસે. ધન્ય૦

સપ્ત નવ વરસની દીઠી ત્યાં સુંદરી,
નારી નવજોબના બહુ રૂપાળી;
સોળ શણગાર તે અંગ સુંદર ધર્યા,
દેવ વિમાનથી રહ્યા નિહાળી. ધન્ય૦

સહસ્ર દાસી મળી, દીશે વીંટી વળી,
કામિની કંથની પાસ આવી;
સ્વામી રે સ્વામી, હું દાસી છું તમ તણી,
ચાલો મંદિર વિષે પ્રેમ લાવી. ધન્ય૦

ગોમતીસ્નાન કરી, કૃષ્ણજી નિરખિયા,
પુણ્ય પ્રગટ થયું પાપ નાઠું;

તે થકી સમૃદ્ધિ આ સકલ તે સાંપડી,
મટી ગયું આપણું ભાગ્ય માઠું. ધન્ય૦

કૃષ્ણ કહેતા તે નિજ ધામ પધારિયા,
નવલ જોબન થયાં નર ને નારી;

વિનતિ ઉચ્ચારતાં, રજની વીતી ગઇ,
નરસૈંયાના સ્વામિની પ્રીત ભારી. ધન્ય૦

---

પૂણ્યા—પૂર્ણ થયા, ફળ્યા, નડયા, અઘ—પાપ
અંતરજામી—અંતરમાં પેસી શકનાર (ભગવાન)
મહીપતિ—રાજા કાન્તિ—તેજ તિમિર—અંધારૂં
બિરદ—પોતાનાં તથા પૂર્વજોનાં સત્કર્મોથી જામેલી પ્રતિષ્ઠા
ભવ—સંસાર કોટિધ્વજ—કરોડાધિપતિ, પહેલાંના વખતમાં કરોડાધિપતિને પોતાના મકાન ઉપર ધજા રાખવા દેવાનો રિવાજ હતો. શક્ર—ઇન્દ્ર બ્રહ્મણ્યદેવ—બ્રાહ્મણને અનુકૂળ દેવ.
શુદ્ધ લેશે—સંભાળ લેશે. દત્ત—દીધેલું (પૂર્વનું પુણ્ય)
તાંદુલ—ચોખા જૂઠું—એઠું પેરેપેરે—અનેક રીતે
સમોવડ-બરોબરિયો ઉષ્ણોદક-ગરમ પાણી પદસેવ-પગચંપી
તારુણી—સ્ત્રી દધિસુતા—સમુદ્રની પુત્રી (લક્ષ્મી)
હળધર—બળરામ ત્રિગુણ—દેવ રેણી—રાત્રિ
સર્પણ—લાકડાં ત્રીડ—જરૂરિયાત, ભીડ

અષ્ટ મહાસિદ્ધિ—તેનાં નામઃ અણિમા (અણુ જેટલા થવાની શક્તિ); મહિમા ( ઊંચા જાડા થવાની શક્તિ ); ગરિમા ( વજન વધારવાની શક્તિ); લઘિમા (વજનમાં હલકા થવાની શક્તિ); પ્રાપ્તિ (ઇચ્છેલી વસ્તુ મેળવવાની શક્તિ); પ્રાકામ્ય (ઇચ્છેલું કામ કરવાની શક્તિ); ઇશિત્વ (બીજા પર સત્તા જમાવવાની શકિત ); વશિત્વ ( બીજાને વશ કરવાની શકિત ).

નવ નિધિ—તેનાં નામઃ મહાપદ્મ, પદ્મ, શંખ, મકર, કચ્છપ, કુન્દ, નીલ, ખર્વ

ખટરસ—છ રસ (તેનાં નામઃ ખાટો, ખારો, કડવો, તૂરો, તીખો, મીઠો)

અર્ક-સૂર્ય ઉદ્યોત-આગિયો કીડો હીસે-હર્ષ પામે, વાધે.

સપ્તનવ—૭ + ૯ = ૧૬ નવજોબના—જુવાન

વિનતિ ઉચ્ચારતાં-સ્તુતિ કરતાં રજની-રાત્રિ

---

**રવીન્દ્રનાથ ઠાકુરપરથી ]**

## ( ૨૧ )

# રામ તૂંહિ તૂંહિ

જાત વ્હોણું કેરી જાત, રામ તૂંહિ તૂંહિ !
નાથ વ્હોણું કેરો નાથ, રામ તૂંહિ તૂંહિ !
ગતિ વ્હોણું કેરી ગતિ, રામ તૂંહિ તૂંહિ !

પતિત કેરો પાવન પતિ, રામ તૂંહિ તૂંહિ !
નેણાં કેરૂં નમણું નૂર, રામ તૂંહિ તૂંહિ !
રસના કેરૂં રસ પૂર, રામ તૂંહિ તૂંહિ !
રત્નો કેરો મોંઘો હાર, રામ તૂંહિ તૂંહિ !
જીવનો જૂનો જોડીદાર, રામ તૂંહિ તૂંહિ !
રૂપ રૂપનો ભંડાર, રામ તૂંહિ તૂંહિ !
વાણી મીઠી મનોહાર, રામ તૂંહિ તૂંહિ !
સુખ સાચું ને વળી સ્થિર; રામ તૂંહિ તૂંહિ !
મરમો કેરી પ્યારી પીડ, રામ તૂંહિ તૂંહિ !
મારૂં ભિખારીનું ધન, રામ તૂંહિ તૂંહિ !
મારૂં મૂગાનું વચન, રામ તૂંહિ તૂંહિ !
જનમ્યા કાળનો હિંદોળો, રામ તૂંહિ તૂંહિ !
મરવા કાલે શીતળ ખોળો, રામ તૂંહિ તૂંહિ !

નમણું—સુઘટિત, સુંદર રસના—જીભ

---

**મણિલાલ મોતીલાલ ]**

( ૨૨ )

## યાચના

અમારા બાહુમાં બળ દે, અહોનિશ દેશહિત કરવા;
અમૂલું બુદ્ધિનું બળ દે, અનેરાં દેશહિત કરવા અમારા૦

અમોને ધૈર્ય ને શાંન્તિ, સદા દે દુઃખ સહવાને;
દયા દે ઊંડી હૃદયે તું, દીનોનાં દુઃખ દહવાને અમારા૦

સતત ઉદ્યોગ દે અમને, જીવનની ઉન્નતિ કરવા,
હજારો હુન્નરો દેજે, ગરીબી દુઃખ દૂર કરવા. અમારા૦

મુસલમાનો અને હિન્દુ, બધામાં સંપ તું દેજે;
ઊંડો ઉત્સાહ ને આશા, વળી આસ્થા ભરી દેજે. અમારા૦

તજાવી દેહની પરવા, સદા દે દેશની પરવા;
ગરીબી યા અમીરીમાં, સદા જન સેવ તું દેજે. અમારા૦

વળી વિચાર વાણી ને, સદા દે ઐક્ય આચારે;
સદા દે ઈષ્ટની સિદ્ધિ, સદા ઉત્સાહ વિચારે. અમારા૦

દયાળુ ઈશને યાચું, અમોને સદ્‌ગુણો દેજે;
સદા જન સેવ એ પ્યારૂં, અમારૂં સૂત્ર તું કરજે અમારા૦

અહોનિશ—દિવસરાત

( ૨૩ )

## ગુણવંતી ગૂજરાત.

ગુણવંતી ગુજરાત ! અમારી ગુણવંતી ગૂજરાત !
નમીએ નમીએ માત ! અમારી ગુણવંતી ગૂજરાત !
મોંઘેરા તુજ મણિમંડપમાં ઝૂકી રહ્યાં અમ શીશ:
માત મીઠી ! તુજ ચરણ પડીને માગીએ શુભ આશિષ !
અમારી ગુણવંતી ગૂજરાત !

મીઠી મનોહર વાડી આ તારી, નંદનવનશી અમોલ:
રસ ફૂલડાં વીણતાં વીણતાં ત્યાં કરીએ નિત્ય કલ્લોલ !
અમારી ગુણવંતી ગૂજરાત !

સંત મહંત અનંત વીરોની વહાલી અમારી માત:
જય જય કરવા તારી જગતમાં અર્પણ કરીએ જાત !
અમારી ગુણવંતી ગૂજરાત !

ઊંડાં ઘોર અરણ્ય વિષે કે સુંદર ઉપવન માંય:
દેશ વિદેશ અહોનિશ અંતર એકજ તારી છાંય !
અમારી ગુણવંતી ગૂજરાત !

સર, સરિતા, રસભર અમીઝરણાં, રત્નાકર ભરપૂર:
પુણ્ય ભૂમિ ફળ ફૂલ ઝઝૂમી, માત ! રમે અમ ઉર !
અમારી ગુણવંત્તી ગૂજરાત !

હિંદુ, મુસલમિન, પારસી—સર્વે માત ! અમે તુજ બાળ:
અંગ ઉમંગ ભરી નવરંગે, કરીએ સેવા સહુ કાળ !
અમારી ગુણવંતી ગૂજરાત !

ઉર પ્રભાત સમાં અજવાળી ટાળી દે અંધાર !
એકસ્વરે મીઠું ગગન ગજવતો, કરીએ જયજયકાર !
અમારી ગુણવંતી ગૂજરાત !

નમીએ નમીએ માત ! અમારી ગુણવંતી ગૂજરાત —

